# બાંરવટીઆનો કાળો કેર

યાને

# ક્ષત્રિનું શૂરાતન.


સંશોધક અને પ્રસીદ્ધ કરનાર,

**મહેતા દામોદર નાથાલાલ બાવળાવાળા.**

**મુ૦ બાવલા.**



અમદાવાદ—પીરમશા રોડ ઉપર ધી નિર્મળ પ્રી. પ્રેસમા
ઉલ્લુભાઇ ઇશ્વરભાઇ ત્રિવેદીએ છાપ્યું.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૮૦. સને ૧૯૨૪.

કિંમત રૂ. ૦—૧—૬

# પ્રસ્તાવના.

પરમાર કુલદીપક ગૌબ્રાહ્મણ પ્રતિપાલ લક્ષ્મણભાઇને તેમના પરાક્રમ જોઈ ગવર્નર સાહેબે મુક્ત કંઠે પ્રસંશા કરી રાવસાહેબનો ઇલ્કાબ આપી સો વીઘા જમીન ઇનામી બક્ષીશ કરી ઉત્તેજીત કર્યાં છે તો એ ઉપરથી મારી પણ અલ્પમતિ પ્રમાણે તેમનુ જીવન વૃત્તાંત લખવાની પ્રેરણા થવાથી આ પુસ્તક બહાર પાડયુ છે

આ લઘુ પુસ્તકમા જે કંઇ દોષ હોય તે અમને સૂચવવામા આવશે તો તે આભાર સાથે સ્વીકારી બીજી આવૃત્તિમા તે તરફ ધ્યાન આપવામા આવશે. આ મારા લઘુ પુસ્તકમા મારા કેટલાક મિત્રોએ મદદ કરી છે તેમનો આભાર માનુ છુ.

લી.

ગોર દામોદર નાથાલાલ મહેતા બાવળાવાળા

મુ. ભાયલા.



# રાવસાહેબ લક્ષ્મણભાઇનું જીવન વૃતાન્ત



રાવસાહેબ લક્ષ્મણભાઇ ધોળકા તાલુકાના ભાયલા ગામના વતની છે તેમના પિતાનું નામ જસાભાઈ હતુ, તેમના પિતાના પિતાનુ નામ મલુભાઇ હતુ તે શાખે પરમાર રજપૂત હતા તે ધોળકા તાલુકા અને વીરમગામ તાલુકામા ઘણાજ ધર્મિષ્ટ પુરુષ તરીકે પ્રખ્યાત હતા તેઓ મુખી હતા તેથી પોતાના ગામ લોકોને બેટા બેટી તરીકે માનતા હતા ગામમા ટટા ફીસાદ થવા દેતા નહિ ને કદાચ થાય તો પોતાની હોશિયારીથી ઘરમેળેજ સમાધાન કરાવતા, તેઓ સ્વામીનારાયણનો ધર્મ પાળતા તેથી પોતાના કુટુબમા દારૂ, અફીણ, ગાજો, તમાકુ વગેરેનું વ્યસન ન હતુ. તેમને ત્રણ પુત્રો નામે જસાભાઈ, રાજાભાઈ અને દાનસીંગભાઇ તેમાના જસાભાઈને ત્રણ પુત્રો નામે અમરસીગ, નાથાભાઈ અને લક્ષ્મણભાઈ થયા જસાભાઇ જ્યારે સ્વર્ગવાસી થયા ત્યારે લક્ષ્મણભાઈ દોઢ વરસના હતા તેથી મોટા ભાઈઓના પ્રેમ તળે મોટા થતા હતા તેવામા અમરસીગભાઈ પણ તેમને પાચ વરસના મૂકી સ્વર્ગવાસી થયા ત્યાર પછી નાથાભાઈ પણ તેમને ૨૪ વરસના મૂકી સ્વર્ગવાસી થયા તેથી મુખીપણુ તેમને મળ્યુ જેથી ગામની રક્ષા કરવાની તથા સસારીક બાબતોમા ધ્યાન આપવાની ફરજ પડી તેઓ ગુજરાતી ભાષા સારી રીતે

લખી વાચી શકે છે તેમને મહાભારત, રામાયણ વીગેરે પુસ્તકો વાચેલા હોવાથી ક્ષત્રિઓનો ધર્મ બરાબર જાણ્યો એક દિવસે સિધરજ ગામે મુખી સુરાભાઈ પોચાભાઈને ઘેર પોતાના કેટલાક માણુસોને લઈને મેમાન તરીકે ગયા હતા તેજ દિવસે પાણુશીણાનો કરશન નામનો પગી જાતે ચુવાળીઓ કોળી અઢાર માણુસોની ટુકડી લઈને સૂરાભાઇનુ ઘર લૂટવા આવ્યો લૂટારાઓએ દૂરથી બ દુકોના અવાજ કર્યા તેથી સુરાભાઈના ઘરના તેમ બીજા મેમાન આવેલા તે નાસી ગયા ફક્ત લક્ષ્મણુભાઇ તથા તેમના કાકા અજમલ ભાઇ ખસ્યા નહિ જો તેમની પાસે હથિયાર હોત તો જરૂરથી સામો મોરચો માડત, તેમણે લૂ ન કરવા માટે રકઝક કરી પણ કોઇ રીતે ન ચાલ્યુ તેથીજ લુ ટારાઓએ લૂટ કરીને લૂટની સાથે લક્ષ્મણુભાઈની ઘોડી વગેરે લઇ ગયા. પોતે પરમાર વ શના હતા તેથી તેમને મનમા બહુજ દુ ખ થયુ કે જે અમે દુનિયાનું રક્ષણ કરનારા તેનેજ કોળી નામની હલકી જાતના ડાકુઓ અમનેજ લુ ટે તો પછી બીજી કોમને લૂ ટે તેમા શી નવાઇ! આવા વિ ચારોથી તેમણે મનમા પ્રતિજ્ઞા કરી કે હવે ડાકુઓને મારવા જેથી પોતાના માટે અને પોતાના કુટુ બના જુવાન માણુસોને બ દુકના પરવાના અપાવ્યા પોતે નિશાન તાકના, એમ લડાઇની તાલીમ ઘરમેળેજ શીખી ગયા. સિ ધરજ લૂટનારાજ ડાકુઓ કેટલેક મહીને ભાયલાની પાસે

રાણીસર ગામમા આતમારામ શેઠનુ ઘર લૂટવા આવ્યા તેજ વખતે તે ગામના એક માણસે ભાયલી આવી ખબર આપી કે રાણેસર લૂટાય છે એવી ખમર સાભળતાજ લક્ષ્મણભાઇ બદુક લઈ પોતાના બીજા ભાઇઓને લઇ રાણેસર જઈ પહોચ્યા ત્યા તેમની ઘોડીને ગોળી વાગ વાથી નીચે ઉતરી પડયા. લક્ષ્મણભાઈએ એક ગોળીથી એક ડાકુને માર્યો તેથી લૂટારાઓ નાઠા ને લૂટનો માલ ત્યાજ પડી રહયો ત્યાર પછી ગામે ગામ રખડી કેટલાક લૂટારાઓને પકડાવ્યા આવી બહાદુરી જોઇ નામદાર ગ વર્નર સાહેબે પુને બોલાવી તેમને સો વીવા જમીન ઇ-નામ આપી અને રાવસાહેબનો ઇલકાબ આપ્યો જયારે લક્ષ્મણભાઈ પુને જવા તૈયાર થયા ત્યારે ગામ લોકોએ મોટો ઉત્સવ કરી વાજીત્ર વગડાવેલા ને તેમની બહાદુ-રીના ગાયન ગાયા હતા, ઘેર ઘેર આનદ થઈ રહયો હતો ગામમા ધજા પતાકાઓ ઉડતી હતી આટલી નાની ઉમરમા બહાદુરીના કામ કરી ઇલકાબ મેળવનાર તથા ઇનામી જમીન મેળવનાર તે એકલાજ છે પોતે શરીરે પાતળા પણ કસાએલા ને શૂરાતનવાળા છે પરમેશ્વર તે-મને વધારે હિમત, બળ, શૈર્ય, આયુષ્ય આપો કે જેથી તે ઉપરના જેવાં પરોપકારી કામ કરી વધારે વધારે ખ્યાતિ મેળવે.

દા. ના. મહેતા



# લક્ષ્મણ મહિમા.

( ક્ષત્રીકુલકના રાહમા )

ધન્ય ધન્ય વીર લક્ષ્મણભાઈ, ગુણો તારા શુ રે ગાઉંરે,
લુટ બૂમ સુણી આવ્યા ધાઈ, ગુણો તારા શુ રે ગાઉંરે.
શૂર છલકે છાતી શીર, ગુણો તારા શુ રે ગાઉરે,
કુળ દીપક રૂડા ધીર, ગુણો તારા શુ રે ગાઉરે.
રજપૂત કેરી રાખી લાજ, ગુણો તારા શુ રે ગાઉંરે,
ધરી શીરે મોતનો તાજ, ગુણો તારા શુ રે ગાઉંરે.
રગડે લુટારા રોજ રોજ, ગુણો તારા શુ રે ગાઉરે,
રક્ષા કરતી તુજ ફોજ, ગુણો તારા શુ રે ગાઉંરે.
ક્ષત્રી વીરની પાળી ટેક, ગુણો તારા શુ રે ગાઉંરે,
પાછી પાની ન કીધી છેક, ગુણો તારા શુ રે ગાઉંરે.
ભાયલા ગામના ભાણ, ગુણો તારા શુ રે ગાઉરે;
લીધી તે અમીરસ લ્હાણ, ગુણો તારા શુ રે ગાઉરે
દીન જનના ટાળ્યા દુઃખ, ગુણો તારા શુ રે ગાઉરે;
ભાગી ગામની પીડા ભુખ, ગુણો તારા શુ રે ગાઉરે.
જન સેવા કીધી અમાપ, ગુણો તારા શુ રે ગાઉંરે,
પુન્યશાળી વીરલા આપ, ગુણો તારા શુ રે ગાઉરે,
ધન્ય ધન્ય જનનીએ કુખ, ગુણો તારા શુ રે ગાઉરે;

કરી કૃપા અનુપમ સુખ, ગુણો તારા શુ રે ગાઉ રે
ઘણુ જીવો વીર ક્ષત્રી રાજ, ગુણો તારા શુ રે ગાઉરે,
આનદ ઉરનો એ અવાજ, ગુણો તારા શુ રે ગાઉ રે.

મહેતા દામોદર નાથાલાલ બાવળાવાળા.

**મુ. ભાયલા.**



## ગરબો.



રાગ ( ગાજે પાટણપુરમાં ગરવી ગુજરનો ધણીરે. )

ધોળકા તાલુકામા રાણેશર એક ગામડુ રે,
ત્યાના રહેવાસી શેઠ આત્મારામ રૂગનાથ,
તેમનુ ઘર લૂટવાને મોટુ ધાડ આવીયુ રે ૧
સવત ઓગણી અગણ્યાએસીની સાલમારે,
માસ ફાગણુ વદી અમાસને શનિવાર,
સાજના ચાર વાગતામા પ્રવેશ કરીઓ ગામમારે ૨
દેખી લૂટારાને લોકો લાગ્યા નાસવારે,
મૂકી ધાવતા પોતાના નાના બાળ,
તેની વાતો મુખે વર્ણવી જાતી નથીરે. ૩
ત્યાથી કોળી એક ત્રાસ દેખીને નાસીઓરે,

આવ્યો દોડતો તે તરત ભાયલા ગામ,
દોડો શેઠ તમારા વેવાઇને મારે ઘણુ રે ૪

એવું સુણીને નાઠા શેઠ ભયભીત થઈ ગયારે,
જોતા જેરામ દોડયો લક્ષ્મણભાઇના ઘેર,
દોડો બહારવટીઆ લૂટે ગણેશર ગામનેરે. ૫

સુણી બુમને લક્ષ્મણભાઇ ઘોડીએ ચઢયારે,
પડખે આવી ઉભા પોપટ સરખા વીર,
એવે કાકો અભેસીગ બ દુક લઇને આવીયારે. ૬

ત્યા તો નારણભાઈ પણ બ દુક લઇને છુટીયારે,
અજમલ કાકો ચાલ્યા હાથમા લઈ તરવાર,
પાછળ હીરાકાકે હાકલુ બહુ મારીયુ રે ૭

સુણી વીરો રીશે રાતા માતા બહુ થયારે,
લઇને સજ કરેલા પોતાના હથિયાર,
રાણો કોળી રણમા દાનાને લઇને ચઢયોરે. ૮

વારે જાતા મુખી ભટાભાઇને બીનવેશે,
મોટા બધુ તમો રહો આપણા ગામ,
કરજો રક્ષા પોતે ઘેર રહીને ગામનીરે. ૯

વ્હાર લઇને લક્ષ્મણ મુખી રાણેશર આવીયારે,
દેખી લૂટારાના મનમા પડયો બહુ ત્રાસ,
ગોળી બ દૂકોની બહુ લાગી ત્યા છુટવારે. ૧૦

રાઠોડ કુળમાં બેચરભાઈ શૂરવીર સાચા નીકળ્યારે,

લઇને દંતાળી તે ગયા રાણેશર ગામ,
જઇને મળીયા તે તો શૂરવીર જનના સાથમારે ૧૧
ઘોડી મુખીની ઘાયલ થઈ લાગી ચમકવારે,
નીચે બેસીને મુખીએ તાકયુ નિશાન,
માર્યો નાકેદારને લૂટારા લાગ્યા નાસવારે ૧૨
દેખી કાયર લોકો ત્યાતો લાગ્યા કપવારે,
ધીરજ મૂકી નાઠા પોતપોતાને ઘેર,
લક્ષ્મણ ઉભો રણમા લઇ શૂરાના સાથમારે ૧૩
સાથે ઘાયલ લઈ લૂટારા નાઠા ગામમારે,
શોધવા લાગ્યા તેતો છુપા રહેવાનુ ઠામ,
જઇને સતાણા તે આત્મારામને ઓરડેરે ૧૪
વાર લઇને મુખી પાછળ પેઠા ગામમારે,
સવળે જોતા જોતા ગયા શેઠને ઘેર,
અજમલ કાકાએ જઈ શેઠને બોલાવીઆરે ૧૫
તેવામા ઘોડા ઉપર એક ડાકુ નજરે પડયોરે,
જોતા અજમલ કાકે મારી મોટી હાક,
દોડો અહીં છુપેલા ડાકુઓને મારીએરે ૧૬
ત્યા તો બહારવટીઆએ નિશાન પાછળ તાકીયુ રે,
પહેલો ઘાયલ કીધો દાનાને તે વાર,
બીજી ગોળીએ તો રામો રણમા સચર્યોરે. ૧૭
આવા વીર પુરૂષનું મૃત્યુ જોઈ ત્રાસ ઉપજ્યોરે,

તેમની મરણીઆ થઇ કરવા લાગ્યા સારવાર,
તેમને ખોળામા લઈ મુખીએ પાટા બાધોઆરે. ૧૮
તેવે લાગ જોઇને લૂટારા ત્યાથી સચર્યારે,
જઇને પેઠા તેઓ ગાયોના ઘેરા માય;
ગાયો ભડકાવીને ઘેરા સાથે ચાલીયારે. ૧૯
તેવામા ખબર આવી લૂગારા નાસી જાયછેરે,
ગૂરા શુ શોધે ત્યા મારવાનો ઉપાય,
કોઈ ફેર કરે તો મૃત્યું થાયછે ગાયનુરે. ૨૦
તેથી શૂરવીર મડળ ક્રોધ સમાવી પાછુ વળ્યુરે,
થઈ છે શૃરાતનની ગવર્નમેન્ટમા જાણ;
ઈલ્કાબ રાવસાહેબનો આપ્યો લક્ષ્મણભાઈનેરે. ૨૧
ઈનામી આપ્યુ સારૂ સો વીઘા પસાયતુરે,
આપ્યો પુને બોલાવી ગવર્નરે ચાદ,
સાથે ચપરાશ આપી લક્ષ્મણભાઈને ઉમગથીરે ૨૨
આશીષ દે છે દામોદર લાબુ આયુષ ભોગવોરે,
જગમા રહેજો તમારૂ સદાય અવિચળ નામ,
પાછળ પુત્રો આવા શૂરવીર સારા નીવડોરે ૨૩

દામોદર નાથાલાલ મહેતા.



# પુને જતી વખત ગાયેલું ગીત.

રાગ ( શાહેરનો સુબો કયારે આવશેરે )

ઘોડીએ ચઢીને વીરો ચાલીઆ રે,
જાય છે પુના શહેરરે લક્ષ્મણભાઈ માન પામી વહેલા આવજોરે
તમોને ગવર્નરે તેડાવીઆ રે,
કરવા માટે સન્માનરે લક્ષ્મણભાઈ માન પામી વહેલા આવજોરે
હાથમા તે રાયફલ શોભતી રે
કમરે બાધી તલવારરે લક્ષ્મણભાઈ માન પામી વહેલા આવજોરે
સુરવાળ પહેર્યો શોભતો રે,
માથે ચ દેરીની પાઘરે લક્ષ્મણભાઈ માન પામી વહેલા આવજોરે
સીધરજથી સુરાભાઈ આવીઆ રે,
પહેર્યા ફૂલોના હારરે લક્ષ્મણભાઈ માન પામી વહેલા આવજોરે
શુ કહુ શોભા આપની રે,
કહેતા તે ના આવે પારરે લક્ષ્મણભાઈ માન પામી ,,
સ્વધર્મ તમે સાચવ્યો રે,
કરી ગરીબોની વારરે લક્ષ્મણભાઇ માન પામી ,,
તેના પુણ્યો આગળ આવીયા રે,
મળ્યા ગવર્નમેન્ટમા માનરે લક્ષ્મણભાઈ માન પામી ,,
તમથકી ભાયલા ઉજળુ રે,
ખ્યાતી પામ્યા દેશવિદેશરે લક્ષ્મણભાઈ માન પામી ,,

१८८४८



જગદેવ પરમારે શીશ સોપીયુ રે,
તેવા કીધા છે કામરે લક્ષ્મણુભાઈ માન પામી ,,
રજપૂત કુળ તમ ઉજળુ રે,
પરમાર શાખ પરમાણુરે લક્ષ્મણુભાઇ માન પામી ,,
ઓગણી એકાવનની સાલમા રે,
શ્રાવણ વદી આઠમરે લક્ષ્મણુભાઇ માન પામી ,,
ધન રૂપાળીમાની કુખને રે,
પુત્ર ઉપજ્યા શૂરવીરરે લક્ષ્મણુભાઈ માન પામી ,,
રાવસાહેબ ઈલ્કાબ મેળવ્યો રે,
સો વીઘા જમીન સાર રે લક્ષ્મણુભાઈ માન પામી ,,
અન્ય વીરોને તમો શીખવો રે,
કરે શુરાતનનુ કામરે લક્ષ્મણુભાઈ માન પામી ,,
કહે છે દામોદર એટલુ રે,
મેળવો સદાય વિજયરે લક્ષ્મણુભાઇ માન પામી વહેલા આવજોરે

દામોદર નાથાલાલ મહેતા.

---

## રાગ ઉપરનો

ભાયલામા આબા આબલી રે,
રાણેસરમા તાડોના ઝાડરે લક્ષ્મણુભાઇ સુબા નાની ઉમરમા
મોજુ બહુ મળીરે
ઓગણી અગનાસીની સાલમા રે,
ફાગણની અમાસની વારરે લક્ષ્મમણુભાઇ સુબા નાની ,,

રાણેશરમા ધાડુ આવીયુ રે,
ભાયલામા આવેલી ખુમરે લક્ષ્મણભાઈ સુબા નાની ,,
પહેલા ઘોડે લક્ષ્મણભાઈ ચઢયા રે,
પડખામા પોપટભાઈરે લક્ષ્મણભાઇ સુબા નાની ,,
આગળ અભેસગ ચાલીયા રે,
માથે છે સારૂ ભાઇ રે લખમણભાઈ સુબા નાની ,,
હીરા કાકે હાકલ મારીયું રે,
પાછળ પરમારૂની ફોજરે લખમણભાઈ સુબા નાની ,,
શોભતા સુરવાળ પેરીયા રે,
હાથમા છે રાયફલ બધુ કરે લખમણભાઇ સુબા નાની ,,
બધૂકોના અવાજ છુટીયા રે,
ગોળીયુંના વરસેલા મેઘરે લખમણભાઈ સુબા નાની ,,
પહેલા ભરાકે ચોરને મારીયો રે,
વારૂ જયું ગામમાયરે લખમણભાઈ સુબા નાની ,,
ચોરૂએ ઓડા બાધીયા રે,
સતઈને કીધેલા ઘાયરે લખમણભાઇ સુબા નાની ,,
રામો તે રણમા પોઢીયો રે,
દાનાને વાગેલા ઘાય રે લખમણભાઈ સુબા નાની ,,
લુટાણા લવાણા લુટાણો દરજીરે,
લુટાણા વાઘજીના ઘરરે લખમણભાઇ સુબા નાની ,,
સો વીઘાનું મળ્યું પસાયતુ રે,
પાવલી ભરવાની સલામીરે લખમણભાઇ સુબા નાની ,,

મુબઈથી રાવસાહેબ સ્થાપીયા રે,
ધોલકાની કચેરીએ મળ્યા માનરે લખમણુભાઈ સુબા નાની ,
કચેરીઓમા મળી ખુરસી રે,
ભાઇઓને દેવરાયા માનરે લખમણુભાઈ સુબા નાની ,
રેશમી તે ફેંટા બાધીયા રે,
પગમા વીલાયતી બુટરે લખમણુભાઈ સુબા નાની ,,
ભાવસગને મોતી બે દીકરા રે,
મોટા બંધુના હલુભાઇરે લખમણુભાઈ સુબા નાની ,,
મલુ બાપાના જડા ભાઇ રે,
લખમણુભાઈ રાખેલુ નામરે લખમણુભાઈ સુબા નાની ,,
ગાય છે ધનુબા બેનડી રે,
રહેજો અવીચળ નામરે લખમણુભાઇ સુબા નાની ,,

**બેન ધનુબા. તે પ ક. જ. ની દીકરી.**

# બીર બરદ.

સ્તુતી રાગ દોહા

ગુનપતી અરૂ ગીરજાપતી, શ્રીપતી કર હુ સીહાય,
શુભ વદન કરૂ સારદા, વાણી દેહુ વતાય.
પ્રબલ બીરદ પરમારરા, સાચા બ્રનવું સોય;
ભૂજ બળવતા ભાયલે, જાહર નજરે જોય
તેહ તણી કીરત તવા, બીર બરદ કર એસ,
બાચે ક્ષત્રી બીરદ બલ, હીમત વધે હમેસ.

## છંદ પધરી

વીધી જાણુ મરદ પાસે વચાય, થરૂ રદે બીર રસ પ્રગટ થાય,
ગોપારે વસે ભાયલા ગામ, ધોળકા હુકમ ઇગ્રેજ ધામ
સુખીયા છાત્ર લખમણ મરદ, બહાદુર રખણ ખત્ર વટ બરદ,
નીજ કાકો અજમલ સીંહ નામ, તે આદી સુર બધુ તમામ
તે ગરા ધરણુ ક્ષત્રીના તાર, વડ ચાલ ધરા ઉંચા વીચાર,
તીન મૈલ હુતે ગામ તાય, ગણેમર નામે તે રહાય.
ચારણા તણો નીવાસ ેજ, સનાતન પુજ્ય રજપુત સોજ,
તહા વસે સેઠ રીધી વર વીસાલ, માયા ભડાર ઘર ભરા માલ
રાણેસર ઉપર કરી રાર, તસ કન ઝુડી ઈક હુય તૈયાર,
પીછલે પોર કીયે પુર પ્રવેસ, તેહી કાલ ત્રાસ બરત્યો બીસેસ
બ્રજ લોટ ફેર ફેંડ ન લગાય, તેહી સમે તરકી ગયે દુખ હુરાય,
સુત છોડ પ્રોઢ તજ ગઈ માત, પુત્રકો છોડ પીતુ ગો પલાય
ભ્રાતકો તજી ભજ ગયો ભાઈ, જેહ રીત જાન સસગ જમાઈ,
સુને અઘાર સીસુ કરત સોર, દધી મથન દૈતકી નો બહોય
એહી ખબર તુરત ભાયલે આય, સુર બીર સુખી પહ કથ સુનાય,
ચારણા ગામરી લાજ ચોજ, તે ગરા ધરણુ પરમાર તોજ
સુની રાડ સજા મરદા સમ્રાથ, હીદુ વેગ્રહી બ્રજ લોટ હાથ,
કળ ભાણુ બીર લખમણુ કરૂર, જગજીત બચન બોલ્યો જરૂર.
નીસચે મે દુસમન કરૂ નાસ, ખત્ર વટા બીરદ અમતણો ખાસ,
પરમાર અગ પોરસ પ્રચડ, દોખીયા દેહ વાસ જ્યો ડડ
અણુ સમે જોધ અજમાલ આય, બહાદુર અભો હીરો બોલાય,

પોપટ અરૂ સારો મરદ પેખ, ડાખરો તેમ નારાણ દેખ.
લુવાર દાનડો ભરો લાજ, કોળીયા છાત્ર રામોસ કાજ,
સજી ફોજ ચલ્યો લખમણ સધીર, ધડકીયા લોકને દીયણ ધીર.
આવીયા રાણેસર ગામ એહ, દોખીયા તણા તોડવા દેહ,
તે સમે હરામી હુય તૈયાર, અણુ બખત ઓથ લીની અગાર
હાકલા સામ સામ હા હોય, સુરાતન ભરીયા મરદ સોય,
તર ધાટ ઢોલ બાજત તેમ, જુધ મચો કરણ પારાથ જેમ
સમત ઓગનીસો સરસ સોય, ગુનીયાસ બરખ ફગનબી મોય,
સનીવાર અમાવસ સાજવેર, અઝરી અરસ બીચર હીય હેર
પલ ચરન આય મીલે સમય પાય, કાકની ડાક ડમરૂ બજાય,
ગોળીયા રાગ સર પરે ગાત, એ સમે અધીરા બની અનાથ.
કાયરા ગેહ દીસ ગમન કીન, પરમાર અગ પોરસ નવીન,
નત્રાલનાલ બજી બીગ્હાક, કહે હાય હાય કાયર કજાત.
ઈણ સમે ગોલીકા એક આય, લખ ધીર અસ્વ દીનો ગીરાય,
પરમાર પયાદલ સમય પાય, ચહુ દસા ચોર બ હુક ચલાય.
મોરચા સામ હા કીયે મરદ, બહાદુર સભારી કલ બીરદ,
બોલીયા મખે ડાકાત બોલ, કર્યુ ખોત મુફત જીવન અમોલ.
તબ કહયો એમ લખ ધીર તામ, હમ બીર ક્ષત્રી મહા ધરમ ધામ,
હમ ભગે લજે પીત્રુ હમાર, ઉર ગેસન ઝાલે ઈળ આધાર.
રઘુનાથ અનુજ મોહી દીયો નામ, સુરજીત હુ તજોરૂ સગ્રામ,
તુમ કરત હરામી કામ કુર, જમરાણ પાસ ભેજુ જરૂર.
ચીત અડગ અબે તુમ રહીયે ચોર, જોવજો ખત્રવટ તણો જોર;

રોસરે ભરે લીની રફલ, હકાર બીરચું કીન હલ.
મારીયો ડાકાયત મરદ મોડ, કહે ધન્ય અમર તેત્રીસ કરોડ,
દાનડા પરે રીપુ કીયો દાવ, લુવાર લીયો સુર લોક લાવ
કોળીયા બસ રામો કઠીર, ઘર પરે પોઢીયો મર્ણ ધીર,
પરમાર હાથ કીના પ્રહાર, હુઈજીત ડાકાયત ગીયા હાર
ભાગીયા ચોર હથીયાર ભુલ, લાગીયા લખા રાસ અસુલ,
રાણેસર કેરી રખી રૂપ, ભુજ બળા રખી પરમાર ભુપ.
આવીયા જીત કર ઘરા આપ, મેરજી કીયા પરીયાણુ માપ,
સુણી શાહ હીંદરે ખબર સોય, જબ દીયો રાવ ઈલકાબ જોય
કેતે નર ગુજર રગ કેત, પરમાર ધન્ય તોકુ પહેત,
ગુણુ એહ ગોરખ ગુલાબ ગાય, સુધ ક્ષત્રી સુખી રહીયો સદાય

દેહો.

સુખીયા રહેજો ક્ષત્રી સુધ, કહે આસીસ કવીરાજ,
વધજો આ વસુધાપરે, લખમણુ થારી લાજ.
બદુકા છુટે બહુ, ગોળી કરે ગુજાર;
ઈણુ સમે લખમણુ અડગ, પગ રોપા પરમાર.



